# વીજળી વિલાપ.

યાને

સુમારે સાડાસાતસો પેસેંજરોસહિત સ્ટીમર
વેટરના ઉર્ફે વીજળી દરીઆમાં ગુમ
થવાથી ફેલાએલી દિલગીરીનો
ચિતાર.



જૂદા જૂદા ગાયનોમાં
રચીને પ્રગટ કરનાર,

**દુર્લભદાસ વિ. શ્યામજી ધ્રુવ.**
રહેવાસી જામનગરના.



અમદાવાદ—આર્યોદય પ્રેસ.



સને ૧૮૮૮. સંવત ૧૯૪૫.

કિમ્મત સવા આનો.

# અર્પણપત્રિકા.

પરમસ્નેહી.

મે. ભગવાનજી રામજી કપટા—

મહારાજાની હજૂરના મેતા.

આપ દેશીઓને દુઃખીઆતા જોઇને હમ્મેશાં દયાળુ
લાગણી ધરાવતા આવોછો. દેશમાં બનતા એકાદ
ભયંકર બનાવથી તમારૂં દિલ દુખાયા વિના
રહેતું નથી. સ્ટીમર વીજળીને પાયમાલ
કરનારા તોફાનને તો આપે દ્વારિકામાં
જાતે જોયેલું હોવાથી આપના મન-
માં જે ભારે ખેદ થએલો છે
તે ખેદમાંથી જન્મેલું આ
ન્હાનું પુસ્તક હું આપની
નજરે કરૂંછું.

કર્ત્તા.



# પ્રભુપ્રાર્થના.

આશા—પ્રણમું પ્રણમું માતુ કુમારી—એરાગ.

દીનદયાલા, સદગુણગામી;
અરજ કરે સૌ, પ્રભુ શિરનામી—દીનદયાલા.

બાળદોષથી, હોય ભરેલા;
ક્ષમા કરો તે, અવિચલધામી—દીનદયાલા.

થયું થવાનું, ભાવિ લખ્યું જે;
ફરી નહિ આવું, કરશો સ્વામી—દીનદયાલા.

જન સુખસારૂ, જાય વિદેશે;
આપ ભરૂસે, અંતરજામી—દીનદયાલા.

મેઘ પવન નિધિ, રાખો હદમાં;
માગે શાન્તિ, સર્વ પ્રણામી—દીનદયાલા.



3૫૦૪

# પ્રસ્તાવના.

પેસેંજરોથી ભરેલી સ્ટીમર વેટરના મુંબઈથી સહિસલામત માંડવી પહોંચ્યા પછી માંડવીમાંથી દ્વારિકા, પોરબંદર, વેરાવળ અને મુંબઇના ઉતારૂઓને લઈ કાર્તક શુદ ૫ ગુરૂવારને રોજ દિવસના બાર વાગતે દેવદ્વારિકા આવી રૂપેણબંદર નજીક થોભી હતી. આંહિ જે પેસેંજરોને ઉતારવાના હતા તેને ઉતારી પાછા ત્યાંથી પોરબંદર, વેરાવળ અને મુંબાઈના ૧૮૫ પેસેંજરોને લઈ રવાના થઇ હતી. આ વખતે દ્વારિકામાં સમુદ્રકિનારે આવેલા જામપુરાની છેલ્લી અગાશીએ યાત્રાગર્થે ગએલા નગરનિવાસી પુષ્કરણા બ્રાહ્મણ રા. ભગવાનજી રાગજી કપટા, તે સ્ટીમર બંદરમાં દાખલ થઈ તે છેક રવાના થતાંસુધી તેને જોવા બેઠેલા હતા.

રા. **ભગવાનજી** કહે છે કે, આ વખતે તોફાનની લગારે નિશાની નહોતી. જો કે ચોગાસામાં વરસાદ ઓછો પડવાથી આકાશમાં હવાના ફેરફારને લીધે વરસાદનું વરસવું જેમ સંભવતું હતું, તેમ સમુદ્રમાં કોઇ પણ જગાએ તોફાન થશે એવી દેહેસત પણ રહેતી હતી. જગતમાં દૈવઈચ્છા બળવાન હોવાથી તેજ દિવસે તોફાનની શરૂઆત બપોર પછી થઈ અને તે સાંજસુધીમાં તો એટલેસુધી વધી ગયું કે મને અહિંથી રવાના થએલી સ્ટીમર વીજળીના સંબંધમાં અનેક વિચારો થવા લાગ્યા. આ તોફાને ક્રમેકરીને વેટરનાને પોરબંદર પહોંચતાસુધી સાધારણ અસર કરી હશે પણ ત્યાંથી વેરાવળ સુધીમાં તો ખૂબ વધીને તેને ભયભરેલી હાલતમાં લાવી મૂકી હશે એવો ખ્યાલ મારા મનમાં સહજ થયો હતો; ને તેનો એક પત્ર મેં તેજ દિવસે લખીને તળ જામનગરમાં મારા એક મિત્રને ટપાલદ્વારા રવાના કર્યો હતો. આ આગબોટ કાર્તક શુદ

૬ ને શુક્રવારને રોજ અમુક વખતે મુંબઇ પહોંચવી જોઈએ તે નહિ પહોંચવાથી તેની શોધને માટે નીકળેલી નીરા નાગની આગબોટ કચ્છ તથા કાઠિયાવાડના કોસ્ટા તરફ ફરતી જોઇને કમનસીબ સ્ટીમર વેટરનાના સંબંધમાં અગાઉથીજ જે ભયભરેલા વિચારો મારા મનમાં ઘોળાયા કરતા હતા તેને ટેકો મળવાથી હું વધારે ખેદ પામ્યો. હું જ્યારે દ્વારિકાથી હિંદુ આગબોટમાં બેશી પોરબંદર ગયો ને ત્યાંથી મછવામાં બેશી વેરાવળ ઉતર્યો ત્યારે મને જૂદીજ અસર થઇ; કારણ કે તે વખતે વીજળી ગુમ થયાની લોક અફવા સાંભળી હું અત્યંત શોકાતુર થયો હતો.

ઉપર પ્રમાણે રા. ભગવાનજીના મનમાં દુઃખદાયક છાપ પડી હોય તો તે સ્વાભાવિક છે. કેમકે હરકોઈ બનાવની જેટલી અસર જોવાથી થાયછે તેટલી અસર સાંભળવાથી થતી નથી. ખુદ વીજળીમાં બેઠેલા પેસેંજરોને રા. **ભગવાનજીએ** જાતે જોએલા હોવાથી તેના નાશનો ત્રાસ તેના હૃદયમાં જાણે એક ભયંકર દેખાવના ચિત્ર રૂપે ચિતરાઇ જાય તો તેમાં કશી નવાઇ નથી. આ દેખાવનો રા. **ભગવાનજીએ** પોતાને જેટલો અનુભવ હતો તેટલા અનુભવસહિત મારી રૂબરૂ આબેહુબ વર્ણન કર્યું તેથી મેં તેની આજ્ઞામુજબ આ કરૂણારસયુક્ત પુસ્તક રચીને આલમની હજૂર બહાર પાડયુંછે; તે એટલા માટે કે, લોકોમાં આવા ભયંકર બનાવની ખરેખર લાગણી થવાથી દરેકના દિલમાં દયાના અંકુરોનો સંપૂર્ણ જમાવ થાય, ને તેથી તમામ દેશીઓ એક બીજાના દુઃખમાં ભાગ લઈ પરસ્પર મદદ કરીને ઇશ્વરના આશીર્વાદને પાત્ર થવાને યોગ્ય થઈ શકે. સ્ટીમર વીજળીના સબંધમાં સરકારે નીમેલી મરીનકોર્ટે છેવટનો અભિપ્રાય આપેલોછે; ને તે સ્ટીમરને જલવાસી થએલી જણાવીછે; એટલે હવે એ સ્ટીમરની પાયમાલી વિશે વધારે શક રહ્યો નથી એમ અનુમાન કરવાને બની આવેછે.

કર્તા.

# વીજળી વિલાપ.

### ગીતિ.

સમય સદા બહુ રંગી, છાંય સમયની ક્ષણ ક્ષણ ફરવાની;
સમય કરે છે હાની, સમય કરે છે સુખદ સમાધાની.

### બનજારા.

બુરી યાદ રહી ગઇ તારી, તેં જખમ લગાવ્યો કારી—ટેક.
તારૂં નામ પડયું વૈતરણી, તેં ધ્રુજાવી દીધી ધરણી;
એ વાત ન જાય વિસારી, તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તેં વસ્ત્ર ધરાવ્યા શોકી, તેં આશ લોકની રોકી;
શું ભાર ઝીલ્યો નહીં ભારી, તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તું આખર નારી જાતી, તેં રાખી પેટમાં કાતી;
હા ! નહીં સાચવી યારી, તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તું દયાહીન થઈ દોડી, તેં સજ્જડ પ્રીતી છોડી;
શું ખલક બનાવી ખારી! તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તેં પહાડ ઉપરથી ઢોળ્યા, તેં ભરદરિયામાં રોળ્યા;
આ કેવી હાય ! ખુવારી, તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તારૂં નામજ છેક અકારૂં, કર્યું વીજ છતાં અંધારૂં;
શું ઉલટ ગતિ નિરધારી, તેં જખમ લગાવ્યો કારી. બુરી.
તું હશે જનમથી કપટી, તું લાલચમાંહે લપટી;

ગઈ હજારની હુશિઆરી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં અધવચમાં ઝોંકાવ્યું, તેં બીજ ઝેરનું વાવ્યું;
હા! એક ન જાત ઉગારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં ખોઈ બધી મજબૂતી, તું પાણીમાં જઈ સૂતી;
હા! લાજ ન લેશ વધારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તું હતી નહીં કંઇ એબી, શું શોર મચાવ્યો ગેબી!
એ ચાલ નહીં તુજ સારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં કર્યું અચાનક કેવું! હા! કોઈ કરે નહીં એવું;
શું રચી દગાની ધારી! તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં કરી તનધનની હાની, રે! મળી ન એક નિશાની;
શું આવી બેદરકારી! તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં ભલપણ તારૂં ખોયું, નહિ સંકટ પરનું જોયું;
થઈ નફ્ટ ન વ્યથા વિચારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં હાય! કરી શિરજોરી, તેં તોડી જીવનની દોરી;
હા! એક ન સરત સુધારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં દરેકનું જર લીધું, પણ ફળ નહિ તેનું દીધું;
હા! અવળી રીત ઉતારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
દઈ નિર્દોષિને ફાંસી, તેં પ્રસરાવી તુજ હાંસી;
તું ઠરી ઘાત કરનારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તેં જુલમી જાળ બિછાવી, ભડને પણ ભૂલ કરાવી;
કંપે તનુ નામ ઉચારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તું પડી વમળમાં પ્હેલી, તારૂં કોઈ રહ્યું નહિ બેલી;
તને જડી ન એકે બારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી,

સખિ સાવિત્રી નીરાએ, તને ખોળિ બહુજ ઉપાયે;
પણ છેવટ બંને હારી, તેં જખમ લગાવ્યો કારી. ખુરી.
તારી થઇ શું હાલ હવાલી! તેનો ખ્યાલ થાયછે ખાલી;
તારી મળી ન પગડી ન્યારી! તેં જખમ લગાવ્યો કારી. ખુરી.

## લલિત.

જનમ તેં કર્યો વ્યર્થ વીજળી, જળની સાથ શું કેમ રે! મળી;
ઘટિત એ નહીં વેગ શું કર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
ટળવળી બધાં હા! મુઆ હશે! અરર જીવની શી ગતી થશે!
શઠ વિનાશનો શું અરે! ક્ર્યો! હરખ વીજળી હાય! તેં હર્યો!
જીવ હજારને તેં કર્યા ફના, કરિ શકાય ના લેશ કલ્પના;
ઉર વિષે અરે! વાંક શું ધર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
પવન મેઘનું જોર શું નડ્યું! દુખદ વાદળું ક્યાંથીરે! પડ્યું;
તક મળી નહીં અર્થ ના સર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
પટ સુભૂષણો સાગટાં ગયા, દિલવસી નહીં દેવને દયા;
વિકટ જાળથી એક ના તર્યો! હરખ વીજળી હાય! તેં હર્યો!
શ્રમ ખલાસીનો રે! થયો વૃથા, ખમિ શકાય શું તારી આ વ્યથા;
અજબ રોષ તેં આંખમાં ભર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
વિષમ વેદના થાય લોકને, સહન થાય શું કાળ-શોકને!
જીવતણો જથો કેદમાં પુર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
ધન ફરી મળે દેહ ના મળે, અધિક મૂલ્ય એ કોણ રે! કળે;
જુલમનો ઝરો ક્યાંથી આ ઝર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!
કઠણ કાળજું કેમ રે! કર્યું! નશિબ ચક્ર શું સર્વનું ફર્યું!
ભરમ વાંક એ ભાવિનો ઠર્યો, હરખ વીજળી હાય! તેં હર્યો!

## રાગ રામગ્રી.

### માત પિતા તમે સાંભળો—એ ચાલ.

વિખરે પાયું તેં તો વીજળી, કીધો કાળો રે કેર;
પેલા જનમનું વાળ્યું તેં, વાંકી ચાલથી વેર. વિખરે.
શોકરૂપી સગડી તણો, સહ્યો તાપ ન જાય;
કંપ છૂટે છે વિચારતાં, ભીતર ભડકો ન માય. વિખરે.
માત પિતા વિના બાળકો, ઘરઘર ઝુરતાં જણાય;
બાળ વિના રે! માબાપના, નીરે નેત્ર ભરાય. વિખરે.
કંથ વિના રૂવે કામની, એથી શું ઉત્પાત!
મરદ થયા રે! મેરી વિના, લખીં પાણીમાં ઘાત. વિખરે.
બાંધવ બાંય જવા થકી, પાડે આંસુની ધાર;
સ્નેહી સંભારે સ્નેહને, કરે બહુજ પોકાર. વિખરે.
થઇને નિરાશ સગાં બધાં, થાય દિલ દલગીર;
આતુરતા મટી યોગની, ફાટયું આશનું ચીર. વિખરે.
મોતવિના મરવું ઠર્યું, રહ્યા પરવશ પ્રાણ;
કારી ફાવી નહીં કોઇની, કેવું એ રમખાણ! વિખરે.
મ્હોટું સંકટ કચ્છદેશમાં, આવી પડયું રે અમાપ;
દ્વારકાંમાં દુખ બહુ થયું, કરતાં લોક વિલાપ. વિખરે.
નગરને બાકી રાખ્યું નહીં, લીધાં ઉત્તમવર્ણ;
ઘાવ કારી કેમ વિસરે, કીધાં પ્રાણના હર્ણ. વિખરે.

### ક્ષમા કરોરે રાજા રંકછું—એ ઢબમાં.

કોપ આવો દૈવ કાં કર્યો, નહોતું ઘટતું આ કામજી;
વસમો વખત વેઠયો જાય ના, હાર્યા હામ તમામજી. કોપ.

વાની ઝડી ક્યાંથી કારમી, વણુરત શ્યો વરસાદજી!
કાર્તકે જોગ કેવો બણ્યો, મ્હેનત ગઇ બરબાદજી. કોપ
સંવત સૈકો ઓગણીશનો, પસ્તાળીશની સાલજી;
કારતક શુદ ગુરૂપંચમી, ચાલી થવા પાયમાલજી કોપ.
મ્હેલું બંદર કર્યું માંડવી, ત્યાંથી દ્વારકાંનું તીરજી;
લગભગ ઉતારૂ હજાર લઇ, આવી સાવ અધીરજી. કોપ.
પોરબંદર ધરી નહીં શકી, એવું અજીત તોફાનજી;
દસરે મિનિટમાં ચાલી ગઇ, વેરાવળને નિશાનજી કોપ.
આવી શકી ન વેરાવળે, ભારે મેઘનું જોરજી;
મોજાની સાથ થાતો હશે, મ્હોટો પવનનો ઘોરજી. કોપ.
પત્તો મળ્યો નહીં એ પછી, કહિયે સુણ્યું જેહ કાનજી;
ડૂબી હશે એ ખરાબીમાં, દાના કરે અનુમાનજી. કોપ.
શિવ શિવ! આવું તે શું થયું, મિથ્યા ગયોરે પ્રયાસજી;
ખાન પાન નીંદ તજી દઇ, રાહ જોઇ એક માસજી કોપ.
ઉતરી કલેજે કટાર આ, લાગી છે આરપારજી;
વરત્યો હશે હાહાકાર શું! એનો થાયરે વિચારજી. કોપ.
માત પિતા નિજ બાળને, બાળ, માતને તાતજી;
પત્નિ પતિ-પતિ પત્નિને, ભ્રાતને વળી ભ્રાતજી. કોપ.
બેન ભાઇ-ભાઇ બેનને, સસરો સાસુ જામાતજી;
સ્નેહી સ્નેહી-સગાંને સગાં, સગરે દિવસને રાતજી. કોપ.
જીવ પડ્યા સૌરે ઝૂઝવા, મૃત્યુ એકજ ઠામજી;
પ્રાણુ પરાણે ત્યાંગ્યાં હશે, અથવા શું પરિણામજી. કોપ.
એક ઘડીમાં હજારનો, આવી ખૂટ્યો શું કાળજી;

એ છે અજાયબી અંતરે, લીએ કોણુરે! સંભાળજી. કોપ.
સાગર થઇ આમ શું કર્યું ! તારી મ્હોટી લાજજી;
સાગર હોય તે છલકે નહીં, કેમ વણસાડ્યું કાજજી. કોપ.
સાગર તારી રે શોભા ગઈ ! વળી ગયોરે વિશ્વાસજી;
લેશ દિલાસો આપ્યો નહીં, આપ્યો નહીં અવકાશજી. કોપ.
આફ્ત આવી નથી સાંભળી, આતો અકળ બનાવજી;
વરરે વિમાણુ આશાભર્યાં, ભાંગ્યા ભવકેરા નાવજી. કોપ.
શુંરે બન્યું શું નહીં બન્યું, વાળે કોણુરે જવાબજી;
આભ ઊંચે આવીને રહ્યો, નીચે છલકતું આબજી. કોપ.
પાસ થવાજે ગયા હતા, હાય ! ક્યાં તે આબાદજી;
નીરમાં વીર ડૂબી ગયા, સુણે કોણ કેની દાદજી. કોપ.
વખત મળ્યો નહીં વાતનો, એકાએક થયું આમજી;
રણમાં ઝુઝી મુઆ હોત તો, રહેત જગતમાં નામજી. કોપ.
એક બીજાંના મેલાપનો, તૂટ્યો હાય ! સંબંધજી;
વિપત કેવી ! વિપરીત આ, આંખેથયા જીવ અંધજી. કોપ.
ઘરરે તૂટ્યા શું ગરીબના ! જેને એક રે આધારજી;
વારસ કંઇ ઘર નહીં રહ્યાં, તાળા દેવાણાં દ્વારજી. કોપ.
આથી બીજો આંસુપાત શો ! ડૂબ્યા દેશીઓ દીનજી;
કુદરતી કાળ પૂરો નડ્યો ! કીધાં જર-બળહીનજી. કોપ.
સૂકાની સાથ લીલું બળે, એવો બન્યો હાય ! જોગજી;
એક હારે સહુના ગળ્યા, કેવા કરમના ભોગજી. કોપ.
તીરથવાસીના તીર્થનું, ફળ આવ્યું નહીં કામજી;
બાળ કે અબળારે જાતના, દેવે ઝીલ્યા ન પ્રણામજી. કોપ.

ખુદાએ મેર કરી નહીં, હરિએ પકડ્યા ન હાથજી;
ભેળ પાડી હાય! ભાવિયે, ડૂબ્યા થઇ સૌ અનાથજી. કોપ.

## પુત્રવિયોગી માબાપનો શોક.

### આશાગોડી.

વેરીનું કામ ન કરીએ, વ્હાલા આવું વેરીનું કામ ન કરીએ—ટેક.
માત પિતાને વચમાં છોડી, મારગમાં નહીં મરીએ. વ્હાલા.
જળવાટે અમે જાતાં ન વાર્યો, આંખે પાણી હવે ભરીએ. વ્હાલા.
કોટિ ઉપાયો કામ ન આવે, એ ઘા કેમ વિસરીએ. વ્હાલા.
જન્મ અકારથ તેં તન કીધો, ઠામ વિના ક્યાં ઠરીએ. વ્હાલા.
કરમની સામે પુત્ર શું તારૂં, જોર ન ચાલ્યું જરીએ. વ્હાલા.

## માબાપના વિયોગથી બાળકોને થએલો અફસોસ.

### ખલકનારે ખુદા ખાવીંદ—એ રાહ.

અમારે ક્યાં રહ્યું જાવું! અમારે શું હવે ખાવું! ટેક.
વિના આધાર શું લેવું! વિના માબાપ શું દેવું!
અમારે શું રહ્યું રોવું! અરેરે બેસીને જોવું!
રમીશું ક્યાં! ભમીશું ક્યાં! ભણીશું ક્યાં! જમીશું ક્યાં!
પરાયાનેં ગમીશું કાં? પરાયા વેણ ખમીશું હાં!
ગયું સાથે! ગયું સાથે! નહીં હાથે! નહીં હાથે!

## નાથવિયોગી સ્ત્રીનો વિલાપ.

### માઢ.

આશા આપી મારા નાથરે, આવી ન કીજે ઘાત—ટેક.
આવું જાણ્યું હોત કંથડા, તો તો ન જાવા દેત;
લાજ મૂકી આડી ફરી હું, પલ્લો પકડી લેત રે. આવી.

વાએ દેવાયાં બારણાં, એનો શું રે ઉપાય;
છાંય કૂવાની કૂવામહીં, સર્વે હાયા સમાયરે. આવી
તું આધારે હું હતીરે, બાળા જોબનવેશ;
એક ન કાગ સૂઝે નવું, પામું ખેદ હમ્મેશરે. આવી.
ભૂલી પડી હું ભાગનીરે, કંપું જેવી કેળ;
પાણી પડે પંખી પાંપણેરે, દૈવ કેવો આ મેળરે. આવી.

**ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.**

ન્હોતું ઘટતું દુખ આવું દેવું તને,
ભૂલ કરાવી તેં મુજને ભરથાર જો;
વછવો પાડચો વ્હાલ તજી તેં વાલમા,
તૂટચો મારા ભવનો નવસર હાર જો. ન્હોતું.
હાય! ખર્યો તારો રે મારા નેણનો,
આંખ છતાં હું હવે થઇ છું અંધજો;
દૈવે ખારો દેખાડચો સંસારને,
ખૂણે ઘાલી કર્યાં બારણાં બંધજો. ન્હોતું.
પેલા જનમની પૂરી હું પાપી ઠરી,
નહીં તો આવું સંકટ ક્યાંથી થાયજો;
જંગલ જેવું જગત મને લાગે બધું,
અતિશે મારું અંતર આ અકળાયજો. ન્હોતું.
ચારે નેણ મળ્યા નહીં ભેગા નાવલા,
બેસી રહેવું દઈ કરમને દોષજો;
હાય! હાથ મુજ આમેં બે હેઠા પડયા,
કેમ વિસારું જનમ સુધીનો શોષજો. ન્હોતું

### પિયુને તજાવનાર વેરી અલંકાર—એ રાગમાં.

એકાએક ક્યાં અલોપ થયા ભરથાર;
સાથે મને લીધાવિના શું છોડ્યો સંસાર!
કાળરૂપી લૂંટારે શું લૂંટી રે લીધા,
હાય! આવા હાલ કોને તમારા કીધા. એકાએક.
ઘોર અંધકારે એવો ઘેરો શું ઘાલ્યો;
શું પછાડવાને સામો વાયરો ચાલ્યો. એકાએક.
અચાનક આવી ક્યાંથી કાળની ઝડી!
પીયુ આવી વેળા ક્યાંથી માથે રે પડી? એકાએક.
શણુગારો કોનીપાસે હું હવે પ્હેરૂં!
આંખમાંથી આંસુ શોકે હાયરે ઝેરૂં. એકાએક.
કૂવામાં ઉતારી શીર વાઢી રે લીધું;
કોઈ કરે નહીં એવું પીયુ તેં કીધું. એકાએક.
જમ્યા રમ્યા વિના હાય! પાણીમાં શમ્યા!
પ્રાણપરાણે કાઢ્યાનાં દુઃખડા ખમ્યા. એકાએક.
આવું અણધાર્યું ક્યાંથી હાયરે થયું!
ગયું પીયુ સાથ મારૂં સર્વ રે! ગયું. એકાએક.

## સ્ટીમરમાં થએલા સંવાદનો કલ્પતિ ચિતાર.

### ગોપીચંદ લડકા બાદલ બરસેરે—એરાગમાં.

॥કો—શું હવે થવાનું, નથી ખબર પડતીરે પ્યારા પ્રાણની—ટેક.
કંપિત કાયા થાય અમારી, હો કપ્તાન ઉગાર;
પોરબંદરે લઇને પાછા, અમને ભાઈ ઉતાર. રે શું.

**કપ્તાન.**-નહિ ગભરાવો અમને લોકો, લીઓ ખુદાનું નામ;
ગડબડ થાતાં ગમ નથી પડતી, બોલો નહીં મુદામ.
રે સૌ ઠીક થવાનું, ખુદા ખલકનો સહીસલામત રાખશે.
**એક માણસ**-લીઓ હરીનું નામ કહેછે, ખરેખરૂં કપ્તાન;
ભાઇ બેન સૌ ધીરજ રાખો, બનો નહીં બેભાન. રે શુ
**એક શેઠ**—ઘરની ઘરવખરી હું મારી, આપી દઉં કપ્તાન;
જો મુજને તું ઉગાર આજે, તો માનું એહેશાન. રે શું
**કપ્તાન**—હું નહીં સમજું પૈસો પ્યારો, સમજું પ્યારી લાજ;
બને એટલું કામ બજાવું, પાડો બંધ અવાજ. રે સૌ
**એક સ્રી**—રોગાં વહાલા બચ્ચા મારા, ઉગારશે ભગવાન;
ત્રાસ વછૂટે એવું નજરે. હું દેખું તોફાન. રે શુ
**એક ભાટીઓ** દોસ્તા હવે શું થશે આપણું, હાયા જવાની જાન
અમુલખ આ દુનિયામાં બીજું, ન મળે પ્રાણ સમાન. રે શું
**એક જ્ઞાની**—જુઓ કરેછે મ્હેનત કેવી! બધાં ખલાસી લોક;
હરિ ઈચ્છા બળવાન જગતમાં, કરશો નહિ કોઇ શોક. રે શું
**એક બુઢ્ઢો**—પાણી પી ઘર કેમ. પૂછીએ, એતો અવળી રીત;
જોગ મેળવ્યો કાળ કરાળે, વાંકા કર્મ ખચીત. રે શુ
**કપ્તાન**—શા માટે સૌ શોર કરો છો, બેસો તમારે ઠામ;
અમને ના હિમ્મત નહિ કરશો, લીઓ દેવનું નામ. રે સૈ
**એક વેપારી**—હોય કટારી સોનાની પણ, નહીં નહીં પેટ મરાય;
હાયા પરાણે આજ બીકથી, જાન અમારી જાય. રે શુ
રે શું થાય હેકારો, નથી ખબર પડતી રે તારી વાતની.
**એક બાળક**—ઓ માડી તું કેમ રૂવે છે, શું કારણ સમજાવ:

ભૂખ લાગી છે મને હવે તો, ખાવાનું કંઇ લાવ.

**ાળ માતા**—બેટા મારા જા જંપી તું, પછી ખાજું હું દઇશ;

હાય! નોધારા કયાં નશીએ, કરવી કોને રીશ. રે શું.

**એક જુવાનીઓ**—કેમ ઉતાર્યાં નહીં પોરગાં, દે કપ્તાન જવાબ;

નહીં તો હમણા ઘાત કરૂંછું, પીધો હતો શરાબ. રે શું.

**:પ્તાન**—નહિ કર ગુસ્સો બેસ જગાએ, હતી ઝડીની ચોટ;

થાય પછી શું જવાબ દે તું, ટકી શકી નહીં બોટ. રે સો.

**મેક સ્કોલર**—ડીયર સર આ લાસ્ટ વખતની, શા કામની નોટ;

નોટસુધાં દરિયાગાં પડવું, છે ભરતી નહિ ઓટ. રે શું.

**મેક રોગી**—દુખદાયક આ દેખાવ જોતાં, મન મારૂં ગભરાય;

શરીર કંપે શીર ફરેછે, શું પરિણામ જણાય. રે શું.

**મેક નાગર**—પગ રસ્તે જો ગયા હોતતો, આમ ન ઉલટું થાત;

વિનાશકાળે વિપરીત બુદ્ધિ, મિથ્યા આંસુપાત—રે શું.

**મેક બ્રાહ્મણ**—હું બ્રાહ્મણ છું જનોઇબંધી, માગું પ્રભુની પાસ;

એક પ્રાણી પણ મુજ ખટકરમે, કરો ન દરિયે વાસ-રે શું.

**ıકો**—પુણ્ય આપીએ અમે અગારૂં, હે! જગદીશ બચાવ;

નથી પેટગાં પાપ લગારે, એકજવાર નિભાવ—રે શું.

**;હુસ્તાની**—કહાં ગાંડવી કહાં દ્વારકા, કહાં સિંધકો દેશ;

ભેલી હુવે સબ કહાં કહાંકે, કહાં નગરકો બેશ—

રે યે હોને વાલી; મિટે નહીં મરજીરે ખુદ માલેકકી.

**ક સૈયદ**—અજબ ખુદાને ખોફ કિયાહે, સબકી ઉડ ગઇ સાન;

હુએ આબમેં યે દિલદોલત, લિખ્યો લેખ ઇનશાન—રે યે.

**ક ખલાસી**—ઝડી વધી તોફાન વધ્યું આ, છેજ તમામ ઉદાસ;

કિસ્મત-હિમ્મત લડાઈ એની, ત્રીજાને નહિ ત્રાસ—રે શું.

**લોકો**—હાયા કડાકો થયો ગજબ શો! શું પાણી પછડાય;
લોઢ ઉછળતા સમુદ્રમાંહે, નહિ એ જોઇ શકાય—રે શું.

**કપ્તાન**—લોક સગાંલો નથી ભરસો, નથી હવે કંઇ હામ;
દિલે દેવને યાદ કરી લો, છેલ્લી કરો સલામ—

## શિખરિણી.

અરેરે આતે શો, જુલમ પળમાંહે થઈ ગયો;
અરેરે સૌનો શું, ગજબ! શિવ! બીજો ભવ થયો!
અરે એ ધાટ કારી, મન થકિ ન જાશે લવ સહ્યો!
હજારોની હાણી, હર હર! ન એકે જીવ રહ્યો!

## ભેરવીની ગજલ.

ન જોયો તારો વાવટો, તું વિખાણી વીજળી;
ન સીટ કોઈએ સાંભળી, ન રહાયતા મળી. ન જોયો.
પાપ પેલા જન્મના!, શું એવાં હશે!
ગઇ સર્વ તારી નામના, તને સાગરે ગળી. ન જોયો.
કોઈ બુશર બેંગાલમાં, કોઈ કહે બેટમાં;
એમ ચાલી વાણી લોકની, તું તોય ના કળી. ન જોયો.

## મરશિયા ઓસામણી.

હાય હાયરે, વીજળીએ વાસ જળે કર્યો,
એને કુદરતી કાળ આડો ફર્યો રે. હાય.
શું કોપ કર્યો કળિકાળે, કે શું પુણ્ય ગયું પાતાળે;
ચડીસ્ટીમર મ્હોટે જુઆળે રે. હાય.

હાય! આશા દેખાડી ખોટી, ચિત્ત રહ્યું દિવસરાત મ્હોટી;
અંતે હાથ ન લાગી લંગોટીરે. હાય.
ગયાં બાળ ગુલાબી રંગી, રાગા રૂપાળીને ગૈરઅંગી;
થયા નરો પાણીના સંગીરે. હાય.
ઘણા કર્યા સૂના ઘરબારો, હાથ આવ્યો ન એક કિનારો;
જમે ઝેર કર્યો જન્મારોરે. હાય.
મચ્છગળે ખુંચે જેમ કાંટો, પાણી રેલે વળ્યો એમ આંટો;
પાડ્યો પ્રાણીના દેહનો વાંટોરે. હાય.
ભર્યું ચારે બાજુએ પાણી, જ્યાં પડે ત્યાં પ્રાણની હાણી;
દૈવે દયા ન કોઈની આણીરે. હાય.
ક્રૂરથઈ દૈવે દંડ દીધો, એકીવારે સંહાર આ કીધો;
વ્હાલાજીવને છીનવી લીધોરે. હાય.
જે તારોને તીર કરનારી, તે સાથે લઇને સંસારી;
અરે! ડૂબી જાતે હામ હારીરે. હાય.
કર્યા હશે ઈલાજ કપ્તાને, એમાં સંદેહ કરિયે શાને;
થવાકાળ થયું હરબ્હાનેરે. હાય.

## ઉપદેશ.

### આશાગોડી.

એક સમે રહ્યું જાવું, જગતમાંથી એક સમે રહ્યું જાવું. ટેક.
સુખદુખ વારાફરતી છાંયા, શું હસવું અકળાવું. જગત.
અંતે આ છે કાચી કાયા, શું રોવું શું ગાવું. જગત.
રંક રાયનો એક કિનારો, શું ખોવું ને કમાવું. જગત.

માની માયા મનહર મિત્રો, શું ભ્રમમાં ભરમાવું. જગત.
ફેલફીતુરે ખેલ ખેલીને, ફોકટ શું રે ફુલાવું. જગત.
ખુબસુરતીનો ખ્યાલ કરી શું, લંપટ થઇ લલચાવું. જગત.
વસ્ત્રાભૂષણ દેખી નવીના, રે! શું મોહિત થાવું. જગત.
પરમારથમાં પ્રીતી ધરતાં, કેમ મુખે કરમાવું. જગત.
હાથમહીં હરિ હીરો લેતાં, શા માટે શરમાવું. જગત.

## સાગરને અરજ.

### ગીતિ.

હે! રત્નાકર સાચા, દેવ થઈ શું કરે કામ આવું;
નથી યોગ્ય એ થાતું, રહ્યું પછી ક્યાં ગરીબને જાવું.
તું જળ પાર ઉતારી, નવા દેશની ભેટ કરાવેછે;
એક દેશની ચીજો, અન્ય સ્થળે તું પળમાં લાવેછે.
એ ઉપકાર વિશેષે, બદલો એનો કોણ શકે વાળી;
સાગર સર્વ કહીને, નામ રટેછે લોકો સંભાળી.
એમ છતાં મરજાદા, દયાનિધિ તેં શામાટે છોડી!
ક્ષમા કરીને દોષો, જેમ પ્રીતિ છે તેમ રાખ જોડી.

### મેઘને અરજ.

હતું વરસવું જ્યારે, નહિ વરસ્યો તું સમે મેઘ રાજા;
વૃથા કાર્તકે વરસી, ભલા તજી શું તેં તારી માઝા.
તું છે વસુધાસ્વામી, તું આધારે જગત બધું જીવે;
રહે ન જયમ અંધારૂં, મ્હાન ખંડમાં પ્રકાશતે દીવે.
કરિશ નહિ ફરી આવું, નમ્રભાવથી નિત્ય એજ માગું;
સર્વ સ્થળે કર શાન્તિ, કરજોડી હું પાય તને લાગું.

## પવનને અરજ.

ારા પવન પ્રતાપી, પળે પળે તું ઠર્યો પ્રાણુદાતા;
ર્યો તું જ્યાં ત્યાં વ્યાપી, છે તારાથી સદાય સુખશાતા.
ર કરીને ઝાઝું, અસુખ લોકમાં શાને ઉપજાવ્યું!
યું થવાનું ભાવી, હવે ન કરતું ફરી આમ ફાવ્યું.

---

## ઇશ્વર સ્તુતિ.

### રાગ કલ્યાણ.

પવિત્ર શ્રી પતિ, કરૂણા કરો અતી;
જુગલ હસ્ત જોડી સૌ, કરે છે વીનતી. ટેક.
પ્રભુતા તારી ઘટઘટ વ્યાપી, તું છે દીનદયાળ;
પાળકરૂપ પરેશ પ્રતાપી, સદૈવ લે સંભાળ. પવિત્ર.
પિતા અમારો તું છે પ્રેમી, અમે બાળ અજ્ઞાન;
ઘટે ન કરવું કામ કદાપી, આવું કૃપાનિધાન. પવિત્ર.
તુજ વિશ્વાસે મનુષ્ય સર્વે, જળનો કરે પ્રવાસ;
આમ થશે તો જતાં અટકશે, વિદેશમાં તુજ દાસ. પવિત્ર.
સુખ સારૂ સૌ જાય વિદેશે, સત્વર બેસી નાવ;
અંતરમાં સમજીને તારો, પ્રભુ કરૂણાળ સ્વભાવ. પવિત્ર.
પવન મેઘ સાગરનું પાણી, રહે નિયમમાં નાથ;
કૃપા કરી કર પરમ યોજના, કર રક્ષણ રહિં સાથ. પવિત્ર.
અસ્તોદયના નિયમ પ્રમાણે, દેશ થયોછે દીન;
તેમાં આવા અસહ્ય બનાવે, સાવ થવાના હીન. પવિત્ર.
કિટિકા સામે રોષ કરી શું, મિથ્યા કટક ચઢાવ;

દોષ ભાળીના ક્ષમા કરી તું, સુખ શાન્તિ પ્રસરાવ. પવિત્ર.

## આશાગોડી.

સબ સમજ મન જ્ઞાની, જગતકોં સબ સમજ મન જ્ઞાની. ટેક.
સતસંગત સત્શાસ્ત્ર સમાગમ, કરીકે બનતું ધ્યાની;
દૃષ્ય પદારથ દેખ બિચારી, માયા મનકી માની. જગત. ૧
રાવન આદિ રાજા ચલ ગયે, નેક ન રહી નિશાની;
કૌરવ પાંડવકી કહા કહિયે, બાસી હુવે મસાની. જગત. ૨
રામચંદ્રકે રાજપાટકી, જો ઘડિ મુનિ ઠહરાની;
રવિ પ્રગટે બન બાસ સિધારે, રંચ ન બાત પિછાની. જગત. ૩
માયા લાખ કરોરી જોરી, ધર પેટી બિચ છાની;
કાલ અચાનક દિયો ઝપેટો, માયા ભઈ બિરાની. જગત. ૪
કર ચિરાક ગ્યાની બની ઘટમેં, અનુભવ કર અગ્યાની;
દાસ ભગો જો અવસર ચૂકયો, જાય પરેગો ખાની. જગત. ૫

---

દો દિનકા જગ રહેના, તુમારા દો દિનકા જગ રહેના ટેક.
મનુષ જનમ મહા મૂલ્ય પદારથ, રાસ્ત રાહ ચિત દેના. તુ૦
સતસંગત સત્શાસ્ત્ર શ્રવન કર, કયા ઉન્કાંહે કહેના તુ૦
જેવરીસેં જ્યું સાપ નિકાર્યો, ત્યું તત્વ તપાસી લેના. તુ૦
છિન પલ આયુષ જાત અહોનિશ, દેખ ઉઘારી નેના. તુ૦
દાસ ભગો સબ દૃષ્ય પદારથ, મૃગજલ સમજો સેના. તુ૦

## સમાપ્ત.

☞ આ ગાયનરૂપ ન્હાનું **વીજળીવિલાપ** નામનું પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળી શકશે.

—o—

**મુંબઇમાં**—પંડિત જેષ્ટારામ મુકુંદજીની દુકાનેથી કાલબાદેવી રોડ.

**ભાવનગરમાં**—પુરૂષોત્તમ ગીગાભાઇની કંપની. ઠે. વરતેજને દરવાજે.

**કચ્છ માંડવીમાં**—ત્યાંના બુકસેલરો પાસેથી.

**મુંદ્રામાં**—વૈદરાજ ટોકરસી જેરામ પાસેથી.

**દ્વારિકામાં**—મોદી મેઘજી ગુગળી પાસેથી.

**બેટમાં**—અધિકારીજીના મેતા ગુગળી ગોરધન પાસેથી.

**રાજકોટમાં**—શાહ લક્ષ્મીચંદ ઉત્તમચંદની દુકાનેથી—પરામાં.

**જુનાગઢમાં**—બુકસેલર ગોવિંદજી ન્હાનજી. ઠે. છાંયા બજારમાં.

**પોરબંદરમાં**—શાસ્ત્રીજી હરીહર કાલીદાસ પાસેથી.

**વેરાવળમાં**—ત્યાંના બુકસેલરો પાસેથી.

**નવાનગરમાં**—કર્ત્તાની પાસેથી અથવા રા. ભગવાનજી રામજી કે પાસેથી.

☞ જથ્થાબંધ ખરીદ કરનારને સસ્તે ભાવે મળશે.

—o—